3297

હિંદુ સંસારિક સુધારા-ગ્રંથમાળા.

અંક ૧ લો.

# बाळलग्ननो निषेध.

કર્ત્તા

ગણપતરામ રાજારામ ભટ્ટ.

અમદાવાદ

આરટોડીએ ચકલે આર્યોદય પ્રેસમાં છાપી પ્રસિદ્ધ કર્યો.

સંવત્ ૧૯૪૪—સન ૧૮૮૮.

કીમત ચાર પાઇ.

## સૂચના.

દુષ્ટ બાળલગ્નનાં હાનિકારક અને વિનાશકારી પરિણામો ઘણાના સમજવામાં આવ્યાં છે, તેથી એ દુષ્ટ રિવાજ અટકાવવાની કેટલી અગત્ય છે તે કહેવાની જરૂર નથી. તેનો અટકાવ કરવા ગુજરાતના હિંદુ ગૃહસ્થની એક મંડળી સ્થાપી તેને કાયદાસર રીતે નોંધાવવાનો વિચાર છે. દેશના દરેક શુભેચ્છકોને તે મંડળીના સભાસદ થઈ એ શુભ કામમાં સહાય થવાની વિનંતિ કરવામાં આવે છે. વિશેષ ખબર નીચે સહી કરનારને લખવાથી મળશે.

અમદાવાદ
તા૦ ૮ એપ્રિલ સને ૧૮૮૮

લિ૦
**કેશવલાલ મોતીલાલ**
વકીલ.

૩૨૯૭

# બાળલગ્નનો નિષેધ.

## દોહરા.

શ્રી પરમેશ્વર પદ કમળ, નામી નેહે શિશ;
અર્પૂં હું મુજ દેશિને, અભિવાંછિત આશિષ. ૧
જે સંસાર વિષે ધર્યો, મનુષ્યજન્મ મહાન;
ભરતખંડની ભૂમિમાં, આર્યકુળે મતિમાન. ૨
વિશ્વ વિદિત વિખ્યાત બહુ, પરમ ધર્મ ધરનાર;
પૂર્વજ પ્રૌઢા નીપન્યા, જગમાં જય કરનાર. ૩
તનમનબળમાં બાકિ નહિ, દીર્ઘાયુષ્ય સુજાણ;
આસન્ન પૂર્વજો આપણા, યશ ધનવંત પ્રમાણ. ૪
આ સંસારે જેમણે, શોધી સુખકર સાર;
વૈભવ ભવમાં ભોગવી, કીર્તિ કરી પ્રસાર. ૫
તેના તનુજો આપણે, ઉલટિ દશામાં આજ;
કળી ક્લેશ-કિચ્ચડ વિષે, અરે! આવિયા વાજ. ૬
કારણ શું તેનું હશે, એનો કરો વિચાર;
ભવ દવ દુઃખનો કયમ થયો, અવનીમાં આવાર. ૭
દક્ષ જનો દિલ જાણતા, આ સઘળાનો સાર;
પણ પ્રમાદ વ્યવસાયથી, શોધે નહિ [1]પ્રતિકાર. ૮
માટે દુખ વધ્યું જેહથી, કરૂં તેહ અહિં સ્પષ્ટ;

[1] ઉપાય.

તે સુણિ દેશી બાંધવો, ટાળો નિજનું કષ્ટ. ૯
અસલ પૂર્વજો આપણા, બુદ્ધિવંત બહાદૂર;
દેશકાળને અનુસરી, કરતા દુખ સૌ દૂર. ૧૦
આ સંસારે વિચરવા, સુખકર દુખહર પંથ;
સમય સમયને અનુસરી, રચતા સ્મૃતિના ગ્રંથ. ૧૧
એથી દુખ દુનિયા તણાં, દૂર કરી તે દક્ષ;
સૌ જનને સુખ આપતા, વાવી સુખનાં વૃક્ષ. ૧૨
પણ તે પુનિત સમય અરે, પલટાયો પછિ છેક;
અધમ કાળ અહિં આવતે, વાધ્યું દુઃખ વિશેક. ૧૩
સ્નેહ સંપ સ્થાને ધર્યાં ઇર્ષા અને કુસંપ;
મ્લેચ્છો યવનો આવિયા, હરવા જર ને જંપ. ૧૪
તેની અંધાધુંધિમાં પરમ સહી સહિ દુઃખ;
વિસર્યા આર્યો પૂર્વનું, જે સંસારી સુખ. ૧૫
આપત્કાળે સન્મતિ, સૂઝે કયાંથી શ્રેષ્ટ;
દુર્મતિ દુખમાં ઊપજે, હોય અતિશે નેષ્ટ. ૧૬
વિપતિ વધારણ રૂઢિયો, વધી બુદ્ધિથી કૂર;
શાસ્ત્ર વાત સંતાઇ બહુ, ન રહ્યું કોમાં નૂર. ૧૭
સમય ઘણો આ રીતનો, વહ્યો પડતિનો પૂર;
ઉપાય સુખનો શોધવા, ન ચઢ્યું કોને શૂર. ૧૮
એથી દુખકર દેખિયે, સ્થિતિ આપણિ આ કાળ;
જોતાં અનુભવતાં અરે, પડે પેટમાં ફાળ! ૧૯
હે મારા દેશિયો, સ્વસ્થ સમયમાં હાલ;
[illegible]સ અંગ થકી તજો, કરવા દુઃખ નિકાલ. ૨૦

## હરિગીત છંદ.

પૂર્વજ અહો શુભ આપણા, સુખ વિવિધ આ સંસારનું,
ભોગવિ ભલી વિધભાત, દિન ને રાત સર્વ પ્રકારનું;
પુરુષાર્થ ચારે સાધિ, આધિ વ્યાધિ આદિક ટાળિને,
પૂરણ હવા પ્રખ્યાત, નિયમો સુખદ સારા પાળિને. ૨૧
સંસારિ સુખ વૃદ્ધિ તણાં બી વાવિ સુખફળ વેડિયાં,
તનુજો-તરૂ વૃદ્ધિ થવા જળ અમળ અનુપમ રેડિયાં;
તેથી ભરતભૂમિ તણી સંસારવાડી શુભ ફળી,
જે દેખિ દાનવ દેવની વૃત્તિ અહો તેપર વળી ! ૨૨
ધારા અહો ધીમંત બાંધ્યા એહવા બુદ્ધિ બળે,
ભારતજનોને વિવિધ સુખ સ્વર્ગથી ચઢતું અહિં મળે;
ફોકટ વરાના ખર્ચમાં વેડફી ધન નવ નાંખતા,
વારસ તણો વ્યવહાર જાળવવા વસૂ જન રાખતા. ૨૩
છે શત્રુ સુત કેરો ગણેલો તાત ઋણકર્ત્તા અહીં,
પડશે પિતા તે નર્ક પિતનો વારસો દેશે નહીં;
નહિ જ્ઞાતિબંધન બહુ હતાં કેળવણિ હતિ નરનારીમાં,
છોટાં વરાવા છોકરાં, વા નવ હતો સંસારીમાં. ૨૪

### છપ્પા.

સંસારી જન મહીં, સંતતિ સુખનો ધારો—
હતો સુસ્મૃતિ અનુસાર, કાળક્રમ રીતે સારો;
વીશ વર્ષની માંહિ, પુરુષ પરણી નવ શકતો;
બાર વર્ષ બ્રહ્મચર્ય પાળિ ટેકે નિજ ટકતો,
વિદ્યા વ્યાપાર કળા મહીં, કુશળ બની એ અવસ,

મન ગમતી ગોરી ગુણવતી, નિજ પુરુષાર્થે વર વરે. ૨૫
પતિમર્યાદા કેમ પાળવી જે નવ પ્રીછે;
સ્વામિસ્નેહની જરા સૂઝ જેને ન કશી છે;
ધર્માજ્ઞાનું જ્ઞાન, નથી જે માંહે જરિયે;
કન્યા એવી કદી, વિવાહ વિષે નવ ધરિયે;
એ સ્મૃતિ અનુસારે ચાલિને, કુંવારિ કાચી વય તણી;
પરણાવા નવ કો ધારતા, જેમાં હાનિ છે ઘણી. ૨૬
માત્ર લખવું વાંચવું, કેળવણી એમાં છે નહિ;
કેળવણીનો માર્ગ, એહ દ્વારે છે કહું અહિં;
વાંચીને સદ્ગ્રંથ, કેળવણી દેવી મનને;
લખિને શુદ્ધ લખાણ, બુદ્ધિ ફેલવવી જનને;
જનરંજનપણું, જુક્તિ સરસ, કળા સુખદ શુભ જાણવી;
તન મન દૃઢ જેથી નીપજે, તે કેળવણિ પ્રમાણવી. ૨૭

## ચોપાઇ.

આમ ગણી આર્યો આપણા, પુત્રિ પુત્રમાં નવ રહે મણા;
તેથી પક્વ કરી તેમને, વિવાહિત કરતા એમને. ૨૮
અર્ધું અંગ વનિતા વર તણું, શાસ્ત્રરીત આર્યોએ ગણ્યું;
એથી બે મળિ એકજ બને, તો પરણાવી દે તેમને. ૨૯
વરની પરીક્ષા વામા કરે, ચિત ચતુરાઈ જોઇને ઠરે;
ખ પરાક્રમ આપે હાથ, પ્રેમ થકી પરઠે તે નાથ. ૩૦
રૂપ ગુણે રાચિને, વરતો વર સુંદરી સાચિને;
સુખ બે લેતાં સાર, આનંદે ભવ કરતાં પાર. ૩૧
ામનીનું શુભ કરે, ભય તેનો બળિ બાતે હરે;

સંતતિ પોષે નિજબળ થકે, પુરુષ તેહ પરણી આંહિ શકે. ૩૨
એવો ધારો આર્યો તણો, હતો સુખદ સૌ વાતે ઘણો;
સ્ત્રી કેળવણી તેઓ તણી, હતિ ઉત્તમ સૌ વાતે ઘણી. ૩૨
સ્વામી સુખદાયિનિ નીવડે, કેળવણી તે સ્ત્રીની ચઢે;
હસતે મુખ આજ્ઞા પાળવી, તનમનથી પીડા ટાળવી. ૩૪
પાક સ્વાદુ નિપજાવી શકે, ભૂંડું વેણ કદી નવ બકે;
ઘર સંસાર ચલાવા તણું, જાણે કામ કામનિ જે ઘણું; ૩૫
સ્વામી પ્રસન્ન રહે જે થકી, રીત સર્વ જાણે તે પકી;
સંતતિ કેળવણીનો પ્રકાર, જાણે જે જુવતી બહુ સાર; ૩૬
વિનય વિવેકરૂપી વશિકરણ, શબ્દ મૃદુ જેના પ્રિય કરણ-
હોય એવિ રામા તે વરે, મન ગમતો વર ડરવિણ ખરે. ૩૭
આથિ આર્ય સંસારી સુખ, વધ્યું હતું ભાગી સૌ ભૂખ;
બળ બુદ્ધિ રીદ્ધિ બહુ પેર, ભોગવિ માણી લીલા લહેર. ૩૮
આજ એથિ ધારો ઊલટો, રૂઢીનો દુખદાયક કટો,-
ચાલેથી સંસારી સુખ, લય પામ્યું, વાંધ્યું બહુ દુઃખ. ૩૯
દ્રવ્ય તણા ફોકટ [1]વ્યય વિષે, ડૂબેલા માનવ બહુ દિસે;
સંતતિના શત્રુની પેર, કર્જ કરી વાળે છે વેર! ૪૦
સ્ત્રીકેળવણી પર નવ ધ્યાન, રાખે અધમ અને અજ્ઞાન;
પારકું ધન પુત્રીને ગણી, કાળજિ નવ રાખે તે તણી. ૪૧
દેવા ઝટપટ કન્યા દાન, માને એ વાતે બહુ માન;
પકવ કરી પરણાવા તણો, પ્રયત્ન નવ દેખું આપણો.
સીતાદ્રૌપદી સારી રીત, સમજણિ પકવ થઈ ધરિ

૧ ખર્ચ

પરણિ સ્વયંવર પરઠાવિને, યોગ્ય પુરુષનિજ ચિત લાવિને. ૪૩
**રુક્મિણી** સમજી પાકો પ્રેમ, વરવા કૃષ્ણ ધરીને નેમ;
લાલચ લાખ થકી નવ ડરી, ભય ત્યાગી ભૂધરને વરી, ૪૪
**પાર્વતી** થઇ પ્રોઢાનાયકા,[૧] જણવી **શિવ** વરવા વાયકા;
વરી શંભુને જાણે સહુ, વધુ દૃષ્ટાંતો નવ અવ કહું. ૪૫
મોટાને સુખદાયક પંથ, ત્યાગિ રૂઢિને પળી કુપંથ;
દુખ દવ કીધો આ સંસાર, જેમાં નથી સાંપડતો સાર. ૪૬
સ્મૃતિથી ઉલટી આદરિ પેર, પુત્ર લઘુ પરણાવી ફેર—
કરે દેશિયો રે શું કહું? જેથી દુખ વાધ્યું છે બહુ ૪૭

### દોહરા.

બહુ દુખ વાધ્યું જે વડે, તે છે બાળ વિવાહ;
પ્રગટ કરૂં તે આ પળે, જે છે ઉરનો દાહ. ૪૮
સાર સંગ્રહી તેહનો લેવાને સદ્બોધ;
વિનતિ કરૂં ગુણિ ગુર્જરો, કોઇ ન કરશો ક્રોધ. ૪૯
હિત છે એમાં આપણું, ધરશો જો તે ધ્યાન;
બાળલગ્નહાનિ તણું, એથી વદું વ્યાખ્યાન. ૫૦

### ચોપાયાની દેશી.

બાળ વિવાહ તણું દુખ વર્ણું, સુણજો શ્રોતા સઘ;
સ્થિતિ સંસારી જેથી કથળી, પ્રગટ કરૂં તે પદ્ય. ૫૧
યુ વિત હિણુ દેશ આપણો બન્યો જેથી બહુ પેર;
જેથી જીવિત જળમાં ભળ્યું હળાહળ ઝેર! ૫૨
ણી દુર્બળતા કેરૂં, બીજ બુરૂં બહુ તે છે;

ગ વયની—પૂર્ણ જોબન પામેલી.

વીર્ય વૃદ્ધિ હાનિં કરનારૂં કર્વતકારી જે છે ! ૫૩
પાપ અમાપ અને સંતાપજ, જેથી ઉપજ્યાં અહિ છે;
લાલી ભારતભૂમિતણી, જેના દુઃખજળમાં વહિ છે. ૫૪
કારી કળિયુગ વર્તાવ્યો, જેણે કળિ રૂપજ થઇને;
વિદ્યા હુનર કળા ને સાહસ પર પગ દુષ્ટજ દઇને. ૫૫
વંશવર્ધિની વેલી વનિતા, અફળ કરોડો કીધી;
સત્વહીન પુરૂષો કીધા, અતિ આંચ આકરી દીધી. ૫૬
સમજે નહિ જે પ્રેમ નેમ, પરણાવી એવી બાળી;
વરવા કેરી વેળ આવતાં, ભારે છેડે ભાળી ! ૫૭
જેને જોઈ દયા ઊપજે, એને સગજણુ છે નહિ;
શી ગત થાશે એ બાળાની, પ્રસુતિ કાળેરે અહિં ! ૫૮
આ'વાં દુખદાયક કૌતક, અહિં બાળવિવાહ જણાવે;
જોતાં શુણતાં તેનિ વેદના, તર્ક અનેક તણાવે. ૫૯
લઘુ વયમાં પરણેલો બાળક, રેરે દીસે કેવો?
વીશ વર્ષમાં કોલમાંથિ સાંઠો કાઢયાના જેવો! ૬૦
ભણવું ગણવું નેવે મૂકે, તે કરવું નવ ફાવે;
પોતાની વય પંદરમાં, નારી નીજ સમની આવે. ૬૧
ઘરનાં ગોદ કરે ઝાઝી, " ભઇ કયાંસૂધી અવ ભણશો?
શોધો નોકરિ કે ધંધો કંઇ ચિત વિચાર નવ ચણશો. ૬૨
પેટ થશે પરિવાર કાલ, ક્યાંથી કરશો સૌ પૂરૂં?
બાપ બન્યા છે વૃદ્ધ માટ મનથી નવ માનો બૂરૂં. "
આમ આંચ સંસાર તણીમાં, બાળ વિવાહ ધરિને;
કશું પુરૂષાર્થ કરાવા નવ દે, નરને કાયર કરીને.
સ્વેચ્છાથી વરકન્યાનું અહિં, થાતું પૂર્વે લગ્ન;

પાકી વયમાં પરણેથી નવ થાતાં દુઃખ નિમગ્ન. ૬૫
વીર્યવાન સંતતી વધારે થાતો એથી ભારે;
બળ બુદ્ધિ દીર્ઘાયુષનાં માનવ પ્રગટયાં'તાં જ્યારે. ૬૬
સ્વાર્થ પરાર્થ પરે ધરિ પ્રીતિ, આર્યો વર્ત્તન કરતા;
એથી અભિવાંછિત પામિને ઠીક રીતેથી ઠરતા. ૬૭
પવિત્ર પ્રેમની ગાંઠ ગ્રાનિયો, લગ્ન થવું તે ગણુતા;
ત્યમ કન્યાનું દાન દક્ષજન, અતિ ઉત્કૃષ્ટજ ભણુતા. ૬૮
આપત્કાળ પડતીનો આવે,[1]પરાર્થ કીધો અળગો;
મંદ બુદ્ધિના માનવ થાતે, કેવળ સ્વાર્થેજ વળગ્યો. ૬૯
પ્રસન્નતાનાં વરવહુ કેરાં, લગનજ એથી અટકયાં;
દાન પુણ્ય લેવા લાલચથી છટ લઇ મનડાં છટકયાં.! ૭૦
એથી સ્મૃતિના નિયમ તોડિ ન્હાની પુત્રી પરણાવા;
આતુર લોક થયા અતિશે લેવ્હાને ફોકટ લા'વા. ૭૧
જોડ કજોડ કશી નવ જોઈ, વર નવ પાકટ પેખ્યો;
જે તે વાતે પરણાવ્યામાં, પુણ્યપંથ [2]દૃગ દેખ્યો. ૭૨
સંતતિ હોવે સ્વર્ગ મળે છે, પુત્ર [3]પૂતથી તારે;
તે ફળ ઝટપટ જન જોવાને, અધમ કાળમાં ધારે. ૭૩
એથિ પુત્ર ન્હાના પરણાવા, લાલચ રાખી એવી;
ઇંડું સુવર્ણું તણું દેતી હંસી હણવાના જેવી! ૭૪
પુત્ર તણો પરિવાર જોઇ જાતું સમજી ઉત્કૃષ્ટ.
...ના બાળ વરાવી સુખ નીજ કીધાં સધળાં નષ્ટ. ૭૫

[1] પારકો અર્થ—આ જગોએ છોકરાંનો સ્વાર્થ સમજવો. સમજવો કે માબાપે પોતાના સ્વાર્થ આગળ છોકરાંના સ્વાર્થ ન તાકયો. [2] આંખ. [3] પૂત નામનું નરક.

ધાર્યું બહુનું ધૂળ મળ્યું છે, અપક્વ ફળને વાવે;
મરવાની ગોટલિ વાવે, કેરી કયમ તેપર આવે? ૭૬

### સવૈયા એકત્રીશા.

બાળલગ્નના દવમાં દાધ્યો, અરે! પૂર્વ આર્યોનો વંશ;
વિપતિ તેની શી વિસ્તારૂં, થયો પૂર્ણ ભારતનો ભ્રંશ;
યોગ્ય પક્વ જોડાં જોડાએ, અસલ આર્ય પાક્યા બળવાન;
દિશા માત્ર તેની દર્શાવું, ધીમત દેશી ધરજો ધ્યાન. ૭૭
**પરશુરામ, રામ ને લક્ષમણ, લવકુશ** જય જબરો કરનાર;
**ભીષ્મ, દ્રોણ, કરણ ને અર્જુન, અભિમન્યુ** અરિમદહરનાર
**જયશિખરી, વનરાજ, ભીમ ને,** [1]**પૃથુ** પરાક્રમમાં ટકનાર;
**સિદ્ધરાજ, ખેંગાર** અને વાઘેલો **કરણ** થયા [2]અસિધાર. ૭૮
પક્વ જોડથી વીર્યવાન પાક્યા આ'વા બળબુદ્ધિ નિધાન;
**મનુ ગૌતમ પારાશર ને બુદ્ધ, શંકર** [3]**વલ્લભ** બહુ મતિમાન
વૈભવ બહુ વિધકેરા માણ્યા. સાર્થક બળબુદ્ધિનું કીધ;
દીર્ઘાયુષ દૈવી સુખ માણી, જશ જબરો આ જગમાં લીધ. ૭૯
વંશવૃદ્ધિ બહુ થઈ તેમની વીર્યવાન ભારત ભૂમધ્ય.
બાળલગ્નની જ્વાળ લાગવે, પછિથી સુખ પરવાર્યા સર્વ;
સિંહ તણી સંતતિ તે રે! જયમ, શ્વાનરૂપ નિપજે એ પેર;
અસલ આજમાં બાળલગ્નથી, ભારતજનમાં ભાસે ફેર!! ૮૦
હાય દશા માઠી શું વર્ણું, લાગે ઉરમાં મોટી લા'ય;

૧ પૃથુરાજ ચુહુવાણ. ૨ તરવાર— તરવારની જેવા અથવા તરવાર ધારણ કરનારા વીર પુરૂષો. [૩ વ]ક્ષભાચાર્ય. (આ કડી માંહેના પહેલા ત્રણ બુદ્ધિવાન [...]કાર થયા હતા, ને બીજા ત્રણ ધર્મ પ્રવર્તક પ્રગટ[...]

વજ્ર દેહના વીર વંશમાં, દેખું કાચ સરીખી કાય;
ચકલીના ટેટા સરખાં, ટેંટેં કરતાં બાળક નિર્માલ્ય;
પુરૂષ પોતિયું પેટ ટકે નહિ, દુર્બળ એવા દેખું હાલ. ૮૧
પચિશ વર્ષમાં પાંસળિયો, મરડાએલી દીસે છે દષ્ટ;
થયા વામણા વેષ અતિ કાયામાં ભાસે વિધ વિધ કષ્ટ;
વિદ્યા ભણિને તેનું સુખ અનુભવવી શકવા પામે કોક;
પરણી બાળપણે બહુ પઢતાં, પહોંચ્યા કંઇક અરે પરલોક! ૮૨
જિવતા જન દેખું નિજ દષ્ટે, પૈસે ને અધિકારે પૂર;
વાગા પહેરી વાઘ બનેલા, સાચું જેમાં ન મળે શૂર;
સાજી જેની જીભ જણાયે, ડરકણુ મન પોચું બહુ પેર;
હોકારો શુણિ હબકી ભાગે, બડાઇ બહુ વિધ હાંકે ઘેર. ૮૩
ગુર્જરભાઈઓ આ સ્થિતિ આપણિ થઇ છે અધમ ખરેખરિ નેષ્ટ;
આર્યાવર્ત્ત તણા પ્રાંતોની દશા દેખશો તમથી શ્રેષ્ટ;
તેનું કારણ બાળ જોડું વ્યવહાર માંહિ જોડયાનું તાન—
છે તમને અતિ અધમ તેથિ નિઃસત્વ થાય નબળાં સંતાન. ૮૪
જુઓ હિંદુસ્થાની આદિક, કેવા જબરા તમ થકી જણાય;
તેનું કારણ સૌ જાણો છો, તથાપિ તર્ક ન કેમ તણાય?
સંરક્ષણ પોતાનું કરવા નથી વીર્ય તમમાં હો ભ્રાત!
શોખ રાજ્ય રક્ષણથી માણો, વિકટ સમયમાં વસમી વાત. ૮૫
નબળી વાડે ધાડ પડે ત્યમ, વસમી વેળે વહેલા આપ,—
...ની દોટ ચઢીને બળવિણ, પોકારી ઊઠો "ઓ બાપ"!!
ને પરિવાર તણું રક્ષણ કરવાનું ન મળે જોર;
પાયો વેળુ ભીંતનો કર્યો બાળ જોડે કમ જોર. ૮૬
... દશા દુર્બળી શી વર્ણું વિસ્તારી અત્ર;

ક્લેશ કુસંપ અને કજિયા, ઘર ઘર વાધ્યા દીસે સર્વત્ર;
અપક્વ જોડાં જોડાએ બહુને નવ આવે મળતો મેળ;
એથી દંપતી દુખ ફળ ચાખે, કૌવચ વાવે ન ફળે કેળ. ૮૭
વરનું બોલ્યું ગમે ન વહુને, વહુનો વરને બહુ ધિક્કાર;
પરમ ધર્મ દંપતીનો વિસરી, ક્લેશે ભવદુખનો વહે ભાર;
ગાળો દે ઘેલી જેવી થઇ, બાળા ધિક્કારી નિજ બાપ;
"ગોરતણું જડમૂળ જજો" કહિ, આપેશ્વાસભર્યા બહુ શાપ. ૮૮
લઘુ વય લગ્ન થયેલું જોડું, જોખમમાં રહિને બહુ વર્ષ;
સુખનો સ્વાદ કશો નવ ચાખે, દેખે નહિ કંઇ પણ ઉત્કર્ષ.
પણ ખંડિત થઇ એ અવસરમાં, ભવ આખો વહે ભવદુખભાર
બાળા બાળપણે બહુ રાંડી અફળ કરે નિજનો સંસાર. ૮૯
એથી પાપ વધે વસુધામાં, ભરતખંડમાં નાના પેર;
કુકર્મ છાનાં થાય અલેખે, ઉપજે બહુ વિધ અકરાકેર.
સાત વર્ષના વર પરણેલા, ઘાતપાતમાં પડિ બહુ પેર;
ભુંશી નાંખે ભવ બાળાનો, પાંચ વર્ષમાં વાળે વેર! ૯૦
સંભવ ઝાઝો લઘુવયમાં છે, જિવના જોખમ તણો જરૂર;
તેવાં જોડાં જોડી જન અહિં, વાવે બહુ દુખના અંકૂર;
એથી ધાર્યું ધૂળ મળે છે, ઉપજે શૂળ અનેક પ્રકાર.
રેરે બાળ લગનથી વરશ્યા, લયકર્ત્તા દુખના અંગાર! ૯૧
રાંડિ રાંડનો જથો હિંદમાં, ઊંચવર્ણમાં છે અતિ મોટ.
બાળ રંડનો બહુ છે એમાં, જે છે ખરી દુખકારક ખોટ
વીર્ય વિત્ત ને વંશતણી હાનિનું કારણ બાળ વિવાહ,
નર્યું નેત્ર નિરખાએ છે સૌ, જે જોઇ ઉરમાં પ્રગટે
સંસારી સુખ સુંદરી કેરાં, સળગેલાં જેમાં દેખાય

કુટુંબ ક્લેશ તણું કારણુ પણ તે છે નહિ કહેવાયે નાય;
ન્હાના વરની વહુને બહુ વિધ સાસુ નણંદ ઉપજાવે શૂળ;
માવડિયો વર થાતે જુવતી, જીવિત નિજ જાણે છે ધૂળ! ૯૩
બાળલગ્નની હાર્નિ કેરૂં, વર્ણન સ્પષ્ટ કરી ન શકાય;
ચિતાર ચોખો જણો આપવા, તો પુસ્તક તેથીજ ભરાય;
માટે અન્ય પ્રસંગે તેની કહિશ કથા દઇને દૃષ્ટાંત;
પણ આ સ્વલ્પ કરી વ્યાખ્યા તે, શુણિને મનની ભાગો ભ્રાંત. ૯૪

દોહરા.

ભ્રાંતિ ભાગો ભિતરની, હે ગુણિ ગુર્જર ભ્રાત!
બાળવિવાહ વિષે રહ્યા, અગણિત છે ઉત્પાત. ૯૫
જુઓ ઝાંખિ નિજ પોળમાં, પરણેલાંની જોડ;
લઘુવય લગન થવા વડે, શી રહિ તેમાં ખોડ? ૯૬
જોડું જુગતે છે મળ્યું, કે છે તેમાં ખોડ;
ખોડ હોય તો જાણવું, નિશ્ચે મળી કજોડ. ૯૭
નિર્ણય પાકો કરિ કહો, મમત મૂકિ આ વાર;
શું નથિ બાળ વિવાહમાં, કજોડું કોઇ પ્રકાર? ૯૮
પોંણા ભાગ થકી વધૂ, શું નથિ જોડ કજોડ,
બાળ વિવાહ વડે મળી, કહો કહું કરજોડ. ૯૯
રૂપ કજોડું કોઇમાં, તો ગુણનું કો મધ્ય;
વયનું કોમાં શું નથી? કહો વિચારી સદ્ય. ૧૦૦
અનેક રીત તણું અહીં, કજોડું જે દેખાય;
...ગુ બાળવિવાહનું, કળતાં શું ન કળાય? ૧૦૧
...ગ્યે સોમાં કદી, હોય એકને પ્રીત;
...વતૂ ન્યાયનો, મેળ મળેલ ખચીત. ૧૦૨

એક શેરિ કે પોળનું, લઇ દૃષ્ટાંત સુપેર;
પ્રાંત દેશની દેશિયો, વળી વિચારો પેર. ૧૦૩
તો સંસારી દુઃખ જે, ઉલટયું પરમ અપાર;
કારણ તેનું કજોડું છે, બાળ લગન કરનાર. ૧૦૪
કચરો દુખનો નાંખિયો, કરાવિ ક્લેશ અપાર;
જંપ્યાં નહિ દિન જામની, બાળ લગન કરનાર. ૧૦૫
વીર જનનિ જણુતી નથી, ધીર ન દૃઢ કો થાય;
પડતીનું કારણ પ્રબળ, બાળ વિવાહ જણાય. ૧૦૬
ક્ષયને લય આ દેશનો, સ્પષ્ટ થતો દેખાય;
કારણ બાળ વિવાહનું, તેનું ઝટ કલ્પાય. ૧૦૮
તેથી [1]બુધજન હાલના, ચિત વિચાર શુભ લાય;
હાનિને અટકાવવા, શો કરવો ઉપાય. ૧૦૭

## હરિગીત છંદ.

ઉપાય દુખ કેરો થવા, ઉત્સાહ ઉરમાં આણિને;
નિજ ભ્રાતૃગણનું બહુ ભલું, જિવમાંહિ સજ્જન જાણિને;
સ્થાપન થઈ શુભ મંડળી, હિંદુ સુધારાની [2]અહીં;
ગુજરાતમાં સંસારિ સુધારો થવા કારણ સહી. ૧૦૯
છે હેતુ જેનો અનુપ કચરો કાઢવા બહુ ક્લેશનો;
સંસારિ સુખ વૃદ્ધિ થઈ, ઉત્કર્ષ થાવા દેશનો;
સ્ત્રી કેળવણિ રૂડી રીતે, દેવાનું ચિત શુભ આદર્યું;
છે પુરૂષનું સુખ પ્રથમ, કામિની કેળવાયામાં નર્યું. ૧૧૦
બહુ બાધન નડે રૂઢિને, તેમાટ પળવા પાંશરા,
સુવિચાર પાર ઊતારવા છે લગ્ન સંબંધી કર્યા;

1. ડાહ્યા—બુદ્ધિમાન પુરૂષો. 2. અમદાવાદમાં.

જો કે સુધારો ભ્રમમાં મોટો થવાનું મન ભર્યું;
પણ બાધ બડુ ન નડી શકે, એવું કરાવા આદર્યું. ૧૧૧
પળિ શકે ખોટું કો ન કહે, માટે કરી મન તોલને,
પરણાવવો વર નક્કી કર્યું, વય વર્ષ વીતે સોળને;
ભળશો ભલા ઓ ભ્રાત, આ મતમાં ધરી મન મોદને,
સંસારિ સુખ પરિવારમાં, જોશો હણી દુખ ગોદને; ૧૧૨
કાંટાળિ ઝાડી કલેશની, આપે કપાશે એ થકી,
માટે ઈડા મતમાં ભળી, સુખ યોજ સંતતિને નકી;
આ ઝરો સુખનો ખોલશો તો, સુખ સરીતા રેલશે,
ઉત્કર્ષ એથી દેશનો આગળ જતાં નક્કી થશે. ૧૧૩
રૂડું તમારૂં કરવું છે તમ હાથમાં ગુણિ ગુર્જરો;
પાકે વિચારે પ્રીતથી, પગલું ભલા પથમાં ભરો;
નવ લાભ લેવામાં કરો સંશય બિજા ભણિ જોઇને,
પોતાનિ પીડા ટાળવામાં, પૂછવું શું કોઇને. ૧૧૪

### દોહરા.

ખાડે ખશિ બેજણ પડયા, પછિથી કરી વિવેક,
"બાઈ ઊઠો" એક કહે, "આપ ઉઠો" કહે એક. ૧૧૫
તે જેવું હસવા સમું, તેવું નકરો કામ;
હિતની વાતે હા ભણી, બીડો પાકી હામ. ૧૧૬
સંતતિના સુખ કારણે, ત્યાગી સંશય સર્વ;
માન્ય કરો મત ગુણ ભર્યો, કહે ગણપત વિણ ગર્વ. ૧૧૭

## સમાપ્ત.